ચૈત્યવંદન—સ્તવન

ક્ષા કેળવણી સંપ સંબંધી વિચારો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

# શ્રીજૈનવીસાશ્રીમાળીકલબ.

અમદાવાદ.

---

સંવત ૧૯૬૫. સને ૧૯૦૯.

---


અમદાવાદ.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ
હરિલાલે છાપ્યો.

# ના, આતો વાંચ્યા વગર નહિં ચાલે.

---

**शार्दूलविक्रीडितम्.**

**अर्हंतो भगवंत इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः**
**आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः**
**श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः**
**पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलं ॥ १ ॥**

સ્વધર્માનુયાયિ પ્રિય બંધુઓ,

દરેક દેશની કે કોમની ઉન્નતિ થવી તેનો મુખ્ય આધાર કેળવણી ઉપર છે; અને દરેક દેશ અને દરેક કોમનું સારૂં નરસું ભવિષ્ય પણ તેના ઉપર લટકેલું છે. બારિક અવલોકન કરશો તો માલમ પડશે કે આજથી હજાર વર્ષ ઉપર ઈંગ્લાન્ડ, ચારસો પાંચસો વર્ષ ઉપર અમેરીકા, અને સો વર્ષ ઉપર જાપાન જે તદ્દન અંધારામાં અને અજ્ઞાન સ્થિતિમાં હતા, તે દેશો અત્યારે ઉદ્યોગાદિમાં, શારિરીક સંપત્તિમાં, કળા કૌશલ્યમાં અને આર્થિક સ્થિતિમાં અગ્રપદ ભોગવે છે તે માત્ર કેળવણીના પ્રતાપનેજ આભારી છે. આપણો આ ભરતખંડ એક વખત તે કરતાં પણ વધારે જાહોજલાલી ભોગવતો હતો, પરંતુ અત્યારે તેની ઉતરતી સ્થિતિ થવાનું કારણ, જોઇએ તેટલો કેળવણીનો પ્રસાર નથી તેજ છે. બંધુઓ ! આપણી સોળલાખ જૈનોની વસ્તીમાં માત્ર ગણ્યા ગાંઠ્યા વિદ્વાનો દૃષ્ટિગોચર થાય છે. તમોએ વસ્તીની ગણત્રીના છેલ્લા આંકડા વાંચ્યા હશે તો જણાશે કે મુંબાઇ ઇલાકાના જૈનોમાં સેંકડે ૫૨ ટકા જેટલા પુરૂષો અજ્ઞાન છે અને જૈન સ્ત્રીવર્ગમાં ૨ ટકા જેટલી સ્ત્રીઓ કેળવણી પામેલી છે. જ્યાં સેંકડે ૫૦ ટકા જેટલા પુરૂષો તથા સેંકડે ૯૮ ટકા જેટલી સ્ત્રીઓ બીનકેળવાએલાં તથા અભણ રહે તેવી કોઈ પણ કોમ ઉચ્ચી પંક્તિ માટે દાવો કરી શકે નહિં.

તિક્ષ્ણ હરીફાઇવાળા આ યુગમાં રાજકીય, સાંસારિક, અને ધાર્મીક તેમજ અન્ય વિષયે, અનેક કોમની કોન્ફરન્સો, સભાઓ, પરિષદો, અને કોન્ગ્રેસો આ દેશમાં તેમજ અન્ય દેશોમાં ભરાય છે. તેમનો પ્રધાન હેતુ ઉદય તરફ વળવાનો હોય છે. નિર્મિત ઉદ્દેશની સિદ્ધિને અર્થે " પ્રતિદિન દેશસેવા અને કોમસેવા માટે આત્માર્પણ કરવાને કટીબંધ રહો, " " કેળવણીનો બહોળો પ્રચાર કરવા તન, મન, અને ધનનો બનતો ભોગ આપો, " " જેમ બને તેમ આત્મશ્રદ્ધા અને આત્મબળમાં વૃદ્ધિ કરવાના પ્રયત્નને સેવતા રહો," એ અને એવી મહાન્ ગર્જનાઓ દેશવાસી ભવ્ય સત્ત્વોના કર્ણમાં ભરાઇ

જઇ અંતરના ઊંડાણમાં ઉતરી. કાંઇ કાંઇ ચિત્રો રચાવે છે. અને એમ સૂક્ષ્મરૂપે રચાયેલ ચિત્રોને જગતમાં સ્થૂલરૂપે પ્રત્યક્ષ કરવા, એ અંતઃકરણોને ધારણ કરનારા શરીરો પ્રયત્ન પરાયણ થતા રહે તે ખાસ જરૂરનું છે.

માણસમાં મનુષ્યત્વ પ્રગટ કરવાને કેળવણી જરૂરની છે.

**पढमं नाणं तओ दया, एवं चिट्ठ सव्व संजए।**

**अन्नाणी किं काही, किंवा नाहि छे अपावगं ॥**

આ દશવૈકાલિક સૂત્રની ગાથા પણ એજ ભાવને સૂચવે છે. એનો અર્થ એવો છે કે, પ્રથમ જ્ઞાન અને ત્યારપછી દયા, એ પ્રમાણે સર્વ સંયતની સ્થિતિ છે. અજ્ઞાની શું કરી શકશે? અર્થાત્, કૃત્યાકૃત્ય અને પૂણ્ય પાપ સમજવા વાસ્તે મનુષ્યને જ્ઞાન (કેળવણી)ની અતિ આવશ્યક્તા છે, અને તે ન હોય તો મનુષ્ય તે મનુષ્ય નથી એમ સમજવું જોઇએ.

આ બાબતના સંબંધમાં ઉંચી કેળવણી માટે, અને ખાસ કરીને વેપારી ઉંચાં શિક્ષણ અને કેટલાક "એપ્લાઇડ સાયન્સીસ" ના અભ્યાસ માટે સ્કોલરશીપો આપવા ફંડ ઉભાં કરવાં. આપણી જૈનકોમ એક વેપારી કોમ છે અને તેથી આ વિષયોની આપણા ભાઇઓ કેળવણી લે એ ઘણું વ્યાજબી છે. આથી નક્કી સમજજો કે આપણને ઘણો સંગીન લાભ થશે.

બીજું, કોમમાં ઐક્યતાની ખાસ જરૂર છે. કોમના દરેક શુભ કાર્યમાં દરેક ભાઇએ દિલસોજી ધરાવી યથાશક્તિ મદદ કરવી એ તેમની ફરજ છે. "જ્યાં સંપ ત્યાં જંપ" આ કહેવત ખરી અને અનુભવસિદ્ધ છે એ તો દરેક બન્ધુ સમજે છે–તેથી કરીને કોઇ પ્રકારનો દુરાગ્રહ તજી દઇને જ્ઞાતિમાંથી, સંઘસમુદાયમાંથી તેમજ આખી જૈનકોમમાંથી કુસંપને દેશવટો આપી સંપના સામ્રાજ્યને વધારવાની આવશક્યતા છે અને તેમ વર્તવાને દરેક બન્ધુની ફરજ છે.

સંપ સંપ મુખે પોકારાય છે, પણ જૈન કોમના દુર્ભાગ્યે વ્યવહારમાં બીલકુલ નથી એ ઘણું શોચનીય છે. છુટ મુકવી–જતું કરવું–એ બહુ ઉત્તમ ગુણ આપણામાં બહુજ થોડો જોવામાં આવે છે. હું કરૂં તેજ સાચું, બીજા બધા ખોટા હેતુથી કરે છે, મારા મમતથી ભલેને સંસ્થા ભાગી જાય, જ્ઞાતિબંધુઓના સુખનું નિકંદન થાય, પણ મારૂં ધારેલુંજ થવું જોઇએ એવી લાગણી આપણી કોમમાં બહુ છે તે આપણને નીચું જોવડાવનારી છે.

જેમના હાથમાં સઘળી બાજી અને સંકલનાની દોરી છે, તેઓ આપણી જ્ઞાતીના માનવંતા શેઠીયા, અને આગેવાનો છે. તેઓ ધારે તો, જે કામ ઘણા વર્ષથી પ્રયત્ન કરતાં મંડળો ન કરી શકે, તે કામ માત્ર ઘણા ટુંક સમયમાં કરી શકે. એક માણસથી કામ થાય તેના કરતાં ઘણા માણસો છુટા

છુટા પણ વધારે કામ કરી શકે, અને સાથે એકત્ર રહીને જો કરે તો તેથી પણ વધારે સંગીન કામ કરી શકે. એકને સુજતું ન હોય તે બીજાને સુજી શકે. એકની ભૂલ હોય તે બીજો સુધારી શકે એવા સમૂહ બળથી કામ કરવા માટેજ મંડળોની ખાસ જરૂર છે.

સંઘ, જ્ઞાતિ કે સમાજ મેળાવડા કરી પોતપોતાનું સામાજીક વર્ત્તનોમાં સુધારણા કરે એ બહુ ઇચ્છવા લાયક વાત છે. પ્રજા જે પ્રમાણમાં પોતપોતાના ધાર્મીક, વ્યાવહારીક કે પરસ્પરનાં વર્ત્તનો, બીજાની દખલગીરી વગર, પોતાથીજ નિર્ણિત કરે છે, તે પ્રમાણમાં તેની ઉન્નતિનું માપ થવું યોગ્ય છે. ધર્મમાં કે ખાનગી વર્ત્તનમાં કે જ્ઞાતિના રીતરીવાજોમાં રાજ્યશાસનની જરૂર પડે, એ અંદર અંદરના મતભેદોનું અને પોતાનો વ્યવહાર પોતે ચલાવવાની અશક્તતાનું ચિન્હ છે. ઉન્નતિનો મૂળ મંત્ર એજ હોવો જોઇએ કે, પોતાના કામોનો તંત્ર જેમ બને તેમ પોતાના હાથમાં હોવો જોઇએ. કોઇપણ અમુક લક્ષ્મીદ્રવ્ય કે સત્તા દ્રવ્યના માત્ર ધારણ કરવામાં ઉન્નતિની પરિસીમા નથી, પણ એવી સ્થિતિની પ્રાપ્તી, એ ઉન્નતિ છે કે જે સ્થિતિમાં અન્યના આશ્રયની આપણે કાંઇ જરૂર પડે નહિ. જેટલા પ્રમાણમાં માણસ બીજાના આશ્રયની જરૂરીયાતથી સ્વતંત્ર, તેટલા પ્રમાણમાં તેટલો તે ઉન્નત, એમ સાધારણ વ્યાખ્યા છે. મંડળો–કૉન્ફરન્સોના મૂળ આશયો એટલાજ માટે વખાણવા લાયક છે કે અંદર અંદર વિચાર કરી એક મત થઇ સમાજો પોતાના ખાનગી વ્યવહારો અને વર્ત્તનો પોતાથી નિર્ણિત કરે છે.

વૈદર્ભી વનમાં વલવલે.—એ રાગ.

જાગો જાગો જૈન બંધુઓ, કરવા કોમ ઉદ્ધાર;
કુંભકરણની નિદ્રા તજી, થાઓ સત્વર તૈયાર. જાગો૦
પૂર્વજો તમ કેવા હતા, તેનો કરતાં વિચાર;
સાંપ્રતકાળ સરખાવતાં, વહે અશ્રુની ધાર. જાગો૦
તનમન ધન જે અર્પતા, જાતિબંધુની કાજ;
ક્યાં છે એ વીરત્વ તમમહીં, ક્યાં છે કોમની દાઝ ?. જાગો૦

— — — —

નાત વરે વરઘોડલે, કરો લખલૂટ ખર્ચ;
જાતિ બંધુઓ સીજાય જે, તેની સુણો ન અર્જ. જાગો૦
કુધારા નિવારીને, કરો કોમનું હિત;
કેળવણી ફેલાવવા, વાપરો બહુ વીત્ત. જાગો૦

જ્ઞાન સરસ તેથી પામશે, તમારાં સંતાન;
આલોક પરલોકમાં, મેળવશે બહુ માન. જાગો૦
જ્ઞાન સમુ કોઇ ધન નહિ, જ્ઞાન સમુ નહિ દાન;
જ્ઞાન તમે નિશ્ચે માનજો, જાવા મોક્ષ વિમાન. જાગો૦

— — — —

દયા નથી જેને કોમની, તેને છે ધિક્કાર;
એવા મુજીને જાણવો, ભુમી ઉપર ભાર. જાગો૦
જીવ્યો તે ન જીવ્યા સમો, જીવે મુઆ સમાન;
પાપનું પોટલું બાંધીને, ચાલી જાશે મસાણ. જાગો૦
કોમ દુઃખે દુઃખી જે થતા, કોમ સુખે સુખી થાય;
એવા વિરલા પુરૂષના, જગમાં યશ ઉચરાય. જાગો૦

**(મી. માણેકલાલ.)**

એક વિદ્વાન્ કવિ હીચકારા માણસો માટે લખે છે કે—

"They are slaves, who dare not be
"In the right with the majority."

અર્થાત્, ખરી ગુલામી હાલત તેજ માણસોની છે, જેઓ એક મોટા ભાગના પ્રમાણીક વિચાર આધારોને આલીંગન કરવાને હીંમત ધરાવી શક્તા નથી.

તીર્થરૂપ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય મહારાજ કહે છે કેઃ—

સ્વામી તણા સગપણ સમું, અવર ન સગપણ કોય;
સ્વામી તણી સેવા થકી, સમકિત નિર્મળ હોય.

આ અમુલ્ય વાક્ય શ્રીમંત અને ગરીબ, સાક્ષર અને નિરક્ષર, ત્યાગી અને ભોગીઓએ વારંવાર મનન કરવા યોગ્ય છે. શ્રી સંઘના શ્રેયમાં આપણું સર્વેનું શ્રેય સમાયેલ છે. ઘર ઘરના અને જણ જણનામતોથી મહદ્ ઇચ્છાઓ કદી પણ ફળી ભુત થશે નહિં. એટલા માટે પ્રિયબંધુઓ, સમજો, પરસ્પર સહાયતા કરો અને કોમનું સંઘનું શ્રેય કરો એટલું જણાવી આ વિષય અત્રે પુરો કરૂં છું,

**શાંતિ ! શાંતિ ! ! શાન્તિ ! ! !**

ઉપરની નેમો કેટલાક અંશે બર આવે તે હેતુ પૂર્વક અમદાવાદમાં શ્રી જૈન વીસા શ્રીમાળી ક્લબ સ્થાપવામાં આવી છે, તો સુજ્ઞબન્ધુઓ તેને યથાશકિત મદદ કરી સદરહુ ક્લબને પુષ્ટિ આપશે, એજ નમ્ર વિનંતિ.

---

# અથ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

વિમલ કેવલ જ્ઞાનકમલા, કલિત ત્રીભુવન હિતકરમ્, સુરરાજસંસ્તુતચરણપંકજ, નમો આદિજીનેશ્વરમ્. ૧ વિમલગિરિ વર શૃંગમંડણ, પ્રવરગુણગણભૂધરમ્, સુરઅસુર કિન્નર કોડિ સેવિત. નમો. ૨ કરતી નાટક કિન્નરી ગણ, ગાય જીન ગુણ મનહરમ્, નિર્જરાવલી નમે અહોનિશ. નમો. ૩ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિ નંત એ ગિરિવરમ્, મુક્તિ રમણી વરવા રંગે. નમો. ૪ પાતાલ નરં સુરલોકમાંહી, વિમલ ગિરિવરતોપરમ્, નહિ અધિક તીરથ તીર્થપતિ કહે. નમો. ૫ ઇમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇયેં, નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિને પાઇયેં, નમો. ૬ જીત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદ સ્થિત જયકરમ્, ગિરિરાજ સેવાકરણ તત્પર, પદ્મવિજય સુહિત કરમ્. ૬

# જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજીન,ભાંખે ભવિજન આગે. ત્રિકરણશું ત્રિહું લોક જન, નિસુણી મન રાગે. ૧. આરાહો ભલિ ભાતસેં, પાંચમ અજુવાલી, જ્ઞાન આરાધન કારણેં, એહજ તિથિ નિહાલી. ૨. જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર. જ્ઞાનઆરાધનથી લહ્યું,શિવપદ સુખશ્રીકાર. ૩. જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશકુસુમ ઉપમાન. લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪. જ્ઞાની સાસોશ્વાસમેં કરે કર્મનો ખેહ. પૂર્વ કોડી વરસાં લગેં, અજ્ઞાનિં કરે તેહ. ૫. દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન. જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬. પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટી. પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભદષ્ટિ. ૭. એકાવનહી પંચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કરો. ઉજમણું કરો ભાવશું, ટાલે ભવફેરો. ૮. એણી પેરેં પંચમી આરાહીયેં એ, આણી ભાવ અપાર. વરદત્ત ગુણમંજરી પેરેં, રંગધિજય લહો સાર. ૯.

# શ્રીશત્રુંજય સ્તુતિ.

શ્રીશત્રુંજય ગિરિ તીરથ સાર, ગિરિવર માંહે જેમ મેરુ ઉદાર, ઠાકુર રામ અપાર; મંત્ર માંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જલધર માંહે જલ જાણું; પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુલ માંહે જેમ

ૠષભનો વંશ, નાભિ તણો જે અંશ; ક્ષમાવંતમાંહે જેમ અરિહંતા, તપશૂરા મુનિવર મહંતા, શત્રુંજય ગિરિ ગુણવંતા.

## અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા શૂદિ આઠમને દિનેં, વિજયાસુત જાયો. તેમ ફાગુણ શુદિ આઠમે, સંભવ ચવિ આયો. ૧. ચઈતર વદની આઠમે, જન્મ્યા ૠષભ જીણંદ. દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨. માધવશૂદિ આઠમદિને આઠ કર્મ કરયાં દૂર. અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩. એહિજ આઠમ ઉજલી, જન્મ્યા સુમતિ જીણંદ. આઠ જાતિ કલશેં કરી ન્હવરાવે સુર ઈંદ્ર. ૪. જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી, નેમ આષાઢ શુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫. શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગભાણ: તિમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬. ભાદ્રવા વદિ આઠમ દીને, ચવિયા સ્વામી સુપાસ. જીન ઉત્તમ પદપદ્મને સેવ્યાથી શિવવાસ. ૭.

## પંચમીનું લઘુસ્તવન.

પંચમીતપ તમે કરો રે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે. પહેલું જ્ઞાનને પછી ક્રિયા, નહિ કોઇ જ્ઞાન સમાનરે. પંચમી. ૧ નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે. મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલ એક ઉદાર રે. પંચમી. ૨ મતિ અઠાવીશ શ્રુત ચઉદહવીશ, અવધિ અસંખ્ય પ્રકારરે. દોય ભેદેં મનઃપર્યવ દાખ્યું, કેવલ એક ઉદારરે. પંચમી. ૩ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે. કેવળ જ્ઞાનસમું નહિ કોઇ, લોકાલોક પ્રકાશરે. પંચમી. ૪ પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પૂરો ઉમેદરે. સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદરે. પંચમી. ૫

## શ્રી અષ્ટમીનું સ્તવન.

હારે મારે ઠામ ધરમના સાડા પશવીશ દેશ જો. દીપેરે ત્યાં દેશ મગધ સહુમાંશિરે રેલો. હારે મારે નગરી તેહમાં રાજગૃહી સુવિશેષ જો. રાજેરે ત્યાં શ્રેણિક ગાજે ગજ પરેં રેલો. ૧ હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો. વિચરંતા તિહાં આવી વીર સમોસરયા રે લો. હાં. ચઉદ સહસ્સ મુનિવરના સાથેં સાથ જો. સુધારે તપ સંયમ શિયલે અલંકરયા રે લો. ૨ હાં. ફૂલ્યા રસ ભર ફૂલ્યા અંબ કદંબ જો. જાણું રે ગુણ શીલ વન હસિ રોમંચિયો રે લો. હાં. વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો. વાસે રે

પરિમલ ચિહું પાસેં સંચિયેરે લો. ૩ હાં. દેવચતુર્વિધ આવે કોડા કોડજો, ત્રિગડુરે મણિ હેમ રજતહેં તે રચે રે લો. હાં. ચોશઠ સુરપતિ સેવે હોડા હોડ જો. આગેં રે રસ લાગે ઇંદ્રાણી નચે રે લો. ૪ હાં. મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો. ઢાલે રે સૂર ચામર મણિ રત્નેં જડ્યાં રે લો. હાં. સૂણતાં દુદંભિ નાદ ટલે સવિ તાપ જો. વરસે રે સુર ફૂલ સરસ જાનૂ અડ્યાં રે લો. ૫ હાં. તાજે તેજે ગાજે ઘન જેમ લુંબ જો. રાજે રે જીન રાજ સમાજે ધર્મને રે લો. હાં. નિરખી હરખી આવે જનમન લુંબ જો. પોષે રે રસન પડે થોંષેં ભર્મમાં રે લો. ૬ હાં. આગમ જાણી જીનનો શ્રેણિક રાય જો. આવ્યોરે પરવરિયો હય ગય રથ પાયગેં રે લો. હાં. દઇ પ્રદક્ષિણા વંદી બેઠો છાય જો. સુણવા રે જીનવાણી મોટે ભાયગેં રે લો. ૭ હાં. ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો. આણી રે જન કરુણા ધર્મકથા કહે રે લો. હાં. સહજ વિરોધ વિસારી જગના જંત જો. સુણતાં રે જીન-વાણી મનમાં ગહ ગહે રે લો. ૮

---

અહો, સત્પરૂષનાં વચનામૃત ! મુદ્રા અને સત્સમાગમથી સુલુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર,દર્શન માત્રથી નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વસ્વરૂપ પ્રતીતિ, અપ્રમત્ત સંયમ, અને પૂર્ણ વિતરાગ નિર્વિકલ્પ સ્વભાવના કારણ–ભૂત–છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર, ત્રિકાળ જયવંત વર્તો.

## વચનામૃત.

૧ આતો અખંડ સિદ્ધાંત માનજો કે સંયોગ, વિયોગ, સુખ, દુઃખ, ખેદ, આનંદ, અણરાગ, અનુરાગ ઇત્યાદિઃ યોગ કોઈ વ્યવસ્થિત કારણને લઇને રહ્યાં છે.

૨ કોઇનો પણ સમાગમ કરવો યોગ્ય નથી, છતાં જ્યાં સુધી તેવી દશા ન થાય ત્યાં સુધી સત્પુરૂષનો સમાગમ અવસ્ય સેવવો ઘટે છે.

૩ કોઇને અંતઃકરણ આપશો નહીં,આપો તેનાથી ભિન્નતા રાખશો નહીં; ભિન્નતા રાખો ત્યાં અંતઃકરણ આપ્યું તે ન આપ્યું સમાન છે.

૪ એક ભોગભોગવે છે છતાં કર્મની વૃદ્ધિ નથી કરતો, અને એક ભોગ નથી ભોગવતો છતાં કર્મની વૃદ્ધિ કરે છે; એ આશ્ચર્યકારક પણ સમજવા યોગ્ય કથન છે.

૫ હજારો ઉપદેશવચનો સાભળવા કરતાં તેમાંનાં થોડાં વચનો પણ વિચારવાં તે વિશેષ કલ્યાણકારી છે.

૬ અનંતજ્ઞાન, અનંતદર્શન, અને અનંત વીર્યથી અભેદ એવા આત્માનો એક પળ પણ વિચાર કરો.

૭ સ્રીના સ્વરૂપ પર મોહ થતો અટકાવવાને વગર ત્વચાનું તેનું રૂપ વારંવાર ચિંતવવા યોગ્ય છે.

૮ શુક્લ અંતઃકરણ વિના મારાં કથનોને કોણ દાદ આપશે ?

૯ સંસારરૂપી કુટુંબને ઘેર આપણો આત્મા પરૂણો દાખલ છે.

૧૦ કૃતઘ્નતા જેવો એકે મહા દોષ મને લાગતો નથી.

૧૧ જગતમાં માન ન હોત તો અહીં મોક્ષ હોત !

૧૨ સ્યાદ્દ્વાદ શૈલીએ જોતાં કોઇ મત અસત્ય નથી.

૧૩ મહાવીરે જે જ્ઞાનથી આ જગતને જોયું છે તે જ્ઞાન, સર્વ આત્મામાં છે, પણ આવિર્ભાવ કરવો જોઇએ.

૧૪ બહુ છકી જાઓ તોપણ મહાવીરની આજ્ઞા તોડશો નહીં. ગમે તેવી શંકા થાય તોપણ મારી વતી વીરને નિઃશંક ગણજો.

૧૫ પવિત્ર પુરૂષોની કૃપાદ્રષ્ટિ એ જ સમ્યક્ દર્શન છે.

૧૬ સત્પુરૂષો કહેતા નથી, કરતા નથી; છતાં તેની સત્પુરૂપતા નિર્વિકાર મુખમુદ્રામાં રહી છે.

૧૭ કોઇની આજીવિકા તોડશો નહિ.

૧૮ વીરના એક વાકયને પણ સમજો.

૧૯ તેનું નામ વિદ્યા કે જેનાથી અવિદ્યા પ્રાપ્ત ન થાય.

## નીચેના દોષ ન આવવા જોઇએ.

૧ કોઇથી મહા વિશ્વાસ ઘાત.

૨ કોઇની થાપણ ઓળવવી.

૩ વ્યસનનું સેવવું.

૪ મિથ્યા આળનું મુકવું-

૫ ખોટા લેખ કરવા.

૬ હિસાબમાં ચુકવવું.

૭ જુલમી ભાવ કહેવો.

૮ નિર્દોષને અલ્પ પણ માયાથી છેતરવો.

૯ ન્યૂનાધિક તોલી આપવું.

૧૦ એકને બદલે બીજું અથવા મિશ્ર કરીને આપવું.
૧૧ કર્માદાનની ધંધો.
૧૨ લાંચ કે અદત્તાદાન,
એ વાટેથી કાંઇ પણ રળવું નહી.

---

## અથ શ્રી સીમંધરજિન ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી; શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તમારી. ૧ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી, વૃષભલંછને વિરાજમાન, વંદે નરનારી. ૨ ધનુષ પાંચસેં દેહડીએ, સોહીયેં સોવનવાન, કીર્ત્તિવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

## અથ ચોવીશ જિનનું ચૈત્યવંદન.

પદ્મ પ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ, ચંદ્રપ્રભુને સુવિધિનાથ, દો ઉજ્વલ લહીએ. ૧ મલ્લીનાથને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા, મુનિસુવ્રતને નેમનાથ, દો અંજન સરિખા. ૨ સોલે જિન કંચન સમાએ, એવા જિન ચોવીસ, ધીર વિમલ પંડિત્ત તણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય. ૩

## અથ શ્રી શત્રુંજય ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે, ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે. ૧ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય, પૂર્વ નવાણુ રિખવદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨ સૂરજકુંડ સોહામણો, કવિડ જક્ષ અભિરામ, નાભિરાય કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## અથ શ્રી જિન નવ અંગ પૂજાના દોહા.

જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત, રૂષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧ જાનુબલે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ, ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨ લોકાંતિક વચને કરી, વરશ્યા વરશી દાન, કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવી બહુ માન. ૩ માન ગયો દોય અંસથી, દેખી વીર્ય અનંત, ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત. ૪ સિદ્ધ શિલા ગુણ ઉજ્વલી, લોકાંતે ભગવંત, વસીયા તેણે કારણ ભવિ, શિર શિખા પૂજંત. ૫ તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત, ત્રિભુવન તિલક

સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬ સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતૂલ, મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ્ય. ૭ હૃદયકમલ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ, હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮ રત્નત્રયી ગુણ ઉજ્વલી, સકળ સુગુણ વિસરામ, નાભિકમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯ ઉપદેશક નવ તત્ત્વના, તિણે નવ અંગ જીણંદ, પૂજો બહુ વિધ રાગથી, કહે શુભ વીર મુણિંદ. ૧૦

# અથ સીમંધર જિન સ્તવન.

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો, મુજ વીનતડી, પ્રેમ ધરીને એણીપેરે તુમે સંભળાવજો. એ આંકણી. જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે; નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરીગિણિ નગરીનો રાયા છે. સુણો૦ ૨ બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે; ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે. સુણો૦ ૩ ભવિ જનને જે પડિબોહેછે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪ તુમ સેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂરે વસિઓ છું; મહા મોહરાય કર ફસીઓછું. સુણો ૫ પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણા ખડ્ગ કર ગ્રહીયો છે; પણ કાંઇક મુજથી ડરીઓ છે. સુણો૦ ૬ જિન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉં શૂરો; તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો૦ ૭.

# શ્રી ઋષભ જિન સ્તવન.

સમકીત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડળ ગયાં દૂરરે; મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પૂરરે. સમ૦ ૧ આયુ વરજીત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીણરે, સ્થિતિ પઢમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોઘર લીધરે. સમ૦ ૨ ભુંગલ ભાગી આદ્ય કષાયનીજી, મિથ્યાત મોહની સાંકળ સાથરે, દ્વાર ઉઘાડ્યાં સમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠો નાથરે. સમ૦ ૩ તોરણ બાંધ્યું જીવ દયા તણુંજી, સાથીઓ પૂર્યો સરધા રૂપરે, ધૂપ ઘટી પ્રભુ ગુણ અનમોદનાજી, ધી ગુણ મંગળ આઠ અનુપરે. સમ૦ ૪ સંવર પાણી અંગ પખાલણેજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે, આતમ ગુણ રૂચી મૃગમદ મહ મહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સમ૦ ૫ ભાવ પૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પૂન્ય પવિત્રરે; કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવિજય જિન આગમ રીતરે. સમ૦ ૬.

## કાઠ્યં.

મંત્ર તંત્ર ઔષધ નહી, જેથી પાપ પળાય;
વીતરાગ વાણી વીના અવર ન કોઈ ઉપાય.
વચનામ્રત વીતરાગનાં પર્મશાંત રસ મુળ;
ઔષધ તે ભવ રોગનાં, કાયરને પ્રતિકુળ.
જ્ઞાની કે અજ્ઞાનીજન, સુખ દુઃખ રહિત ન કોય.
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોય.
નથી ધર્યો દેહ વીષય વધારવા,
નથી ધર્યો દેહ પરીગ્રહ ધારવા.
જન્મ જરાને મૃત્યુ મુખ્ય દુઃખના હેતુ;
કારણ તેના બે કહ્યા,રાગદ્વેષ અણહેતુ.

## સ્મૃતિમાં રાખવા યોગ્ય મહાવાક્યો.—

૧ એક ભેદે નિયમ એ જ આ જગતનો પ્રવર્ત્તક છે!

૨ જે મનુષ્ય સત્પુરૂષોના ચરિત્ર રહસ્યને પામે છે, તે મનુષ્ય પરમેશ્વર થાય છે!

૩ ચંચળ ચિત્ત એ જ સર્વ વિષમ દુઃખનું મૂળિયું છે.

૪ ઝાઝાનો મેળાપ અને થોડા સાથે અતિ સમાગમ એ બન્ને સમાન દુઃખદાયક છે,

૫ સમસ્વભાવીનું મળવું એને જ્ઞાનીઓ એકાંત કહે છે.

૬ ઇંદ્રિયો તમને જીતે અને સુખ માનો તે કરતાં તેને તમે જીતવામાં જ સુખ આનંદ અને પરમપદ પ્રાપ્ત કરશો.

૭ રાગ વિના સંસાર નથી, અને સંસાર વિના રાગ નથી!

૮ યુવાવયનો સર્વ સંગ પરિત્યાગ પરમપદને આપે છે.

૯ તે વસ્તુના વિચારમાં પહોંચો કે જે વસ્તુ અતીંદ્રિય સ્વરૂપ છે.

૧૦ ગુણીના ગુણમાં અનુરક્ત થાઓ.

---

## ૐ સત્

### દોહરા.

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું; ભાજન છું કરૂણાળ. ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહે પરમ સ્વરૂપ ? ૨

નથી આજ્ઞા ગુરૂદેવની. અચળ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ. ૩

જોગ નથી સતસંગનો, નથી સત્ સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪

'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫

અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચળ રૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ;
કથા અલ્પ તુજ પ્રેમની, નહિ તેના પરિતાપ. ૭

ભક્તિ માર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દૃઢ ભાન;
સમજ નહિ નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન. ૮

કાળ દોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોએ નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯

સેવાને પ્રતિકુળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિ, કરે બાહ્ય પર રાગ. ૧૦

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમનાંહિ;
નહિ ઉદાસ અન ભક્તથી, તેમ ગૃહાદિક માંહી. ૧૧

અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃતિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઇ. ૧૨

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩

કેવળ કરૂણા મૂર્ત્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથછું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪

અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંત્તને, મુક્યું નહિ અભિમાન. ૧૫

સંત ચરણ આશ્રય વિના,સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય! ૧૭
પ્રભુ, પ્રભુ લય લાગી નહિ, પડ્યો ન સદ્ગુરૂપાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૮
અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯
પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગું એહ;
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરિ દેજ. ૨૦

---

## ક્ષમાપના.

હે ભગવાન્? હું બહુ ભુલી ગયો, મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં. તમારાં કહેલાં અનુપમ તત્વનો મેં વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીળને સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભગવાન્? હું ભૂલ્યો, આથડયો, રઝળ્યો, અને અનંત સંસારની વિટમ્બણામાં પડયો છું. હું પાપી છું. હું બહુ મદોન્તમત્ત અને કર્મ રજથી કરીને મલીન છું. હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડયો છું. અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેક શક્તિ નથી. અને હું મૂઢ છું. નિરાશ્રિત છું. અનાથ છું. નિરાગી પરાત્મામા! હવે હું તમારૂં તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુકત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્રાત્તાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી સતચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલોક્ય પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહુંછું. એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ. હે સર્વજ્ઞ ભગવાન? તમને હું વિશેષ શું કહું તમારાથી કાંઈ અજાણ્યું નથી. માત્ર પશ્રાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છુંછું.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

# શ્રી જૈન વીસાશ્રીમાળી ક્લબ.

આ ક્લબ સંવત ૧૯૬૫ ના જેઠ સુદી ૧૨ ને સોમવારે અમદાવાદમાં સ્થાપન કરવામાં આવી છે.

તેનો મુખ્ય ઉદ્દેશ–કોમના ભાઇઓ વચ્ચે ભ્રાતૃચારો વધારી સંપ–ઐક્યતા–કરવાનો છે. વળી તે સાથે જૈન વીસાશ્રીમાળી કોમના ઉન્નતિ શી રીતે થાય તે સારૂ યોગ્ય પગલાં ભરવાનાં છે. ધાર્મીક તથા ઓદ્યોગિક કેળવણીની તેમજ કોમમાં વિદ્વાન્ તથા નીતિવાનની સંખ્યા વૃદ્ધિ પામે તે વાસ્તે યોગ્ય માર્ગ લેવાનો છે. હાલમાં સદરહુ ક્લબમાં સડત્રીસ ભાઇઓ સભાસદો થયા છે. જૈન વીસાશ્રીમાળી મૂર્તિપૂજક હરકોઇ બન્ધુ સદરહુ ક્લબનો સભાસદ થઈ શકશે. વધુ વીગતો માટે તથા ક્લબના છાપેલા નિયમોની નકલ માટે લખો.

ભાદ્રપદ શુક્લપક્ષ ૪, શનવાર.
જુમામસજીદની સામે,
અમદાવાદ.

વકીલ. મોહનલાલ પોપટલાલ,
બી. એ. એલએલ. બી.
ઓનરરી સેક્રેટરી,
શ્રી જૈન વીસાશ્રીમાળી ક્લબ.